## સાધારણ વાક્ય સંગ્રહ.

આ બિલાડી છે—કોરેવા નેકોદે આર.

પેલી પેઠી છે—અરેના ગીંકોદે આર.

આ ખુરસી પર પેલું પુસ્તક છે—કોનો ઇસુનો ઉવેનીઆનો હોનગા આરૂ.

તમારાં કપડાં ટેબલ તળે છે—આનાતાનો કીમોનોવા છુકુયેનો શિતાની આર.

તમારા છોકરા કરતાં તેની છોકરી દેખાવળી છે—અનાતાનો કોદોમોનો ઉવેની અનોહિનોનો મુસુમેવા કટવાઇ.

ઘેરમાંથી હું સાડાપાંચ વાગે જાઉંછ—વાતાકુશીવા ઉચિકારા ગોજી હાનની યુકિમાસ.

સાડા આંઠ વાગે—હાચિજી હાન.

દોઢ વાગો—ઇચિજી હાન.

સાડાપાંચ વાગે—ગોજી હાન.

મેં ખાધું નથી—તાબેમાસેન દેશીતા.

તે આજે ઘણું ચાલસે—આનોહિતોવા કયોતાઇહેન્ની આરૂકીમાશો.

આ કબાટની કિંમત શું છે?—કોનો તાનસુ વાઇકુરા દસકા?

આ ફુલાવરવાઝની કિંમત શું છે?—સોનો હાનાઇકે વા નાન દસકા!

જરા સસ્તું કરો—યાસુકુ સીતે કુદાસાઈ.

માલ સારો છે પણ ભાવ ઘણો આકરો છે—શીના વા યોરોશી ગોઝાઈમાસ કેરેદેમો નેદાનગા ઓસોરોશીતોકો ગોઝાઇમાસ.

મને ખબર નથી—ઝોન જી માસેન.

યોગ્ય વખતે—મોયોકોજી બુન.

હવે ઘણું થયુ—મોયાકસા નદેગોજારીમાસ.

ઘણું; બેહદ—ગોકુ.

યોગ્ય; બરાબર—ચોદો.

ભયંકર—ઓસુરશી.

માથું દુઃખવું—ઝુચ સુર.

તમારા થકી મને ઘણું દુઃખ ઉપજેછ—ઓકીનોદે કુદે ગોજારીમાસ.

તમે મારા માટે યોગ્યા આથી હું તમારો આભાર માનુછ—ઓમાચીગેસામા.

હવે તમે સુઇ જવો—ઓયા સુમીનાસાય.

ભીજબાની—ગોચસો.

ખાણું સ્વાદિષ્ટ થયું છે—ગોચ સોસામા.

ફરી કદી કદી આવતા રહેજો—માતા ઓઇદે નાસાય.

આવો, બેસો—ઘરાશાચ.

ફરી-માતા.

યોગ વખતમાં-કિનજીચ.

મ્યાનની હવા મુસ્તુખ છે-હવો વોગીર પેમ્મરીમાસ.

હા. મહેં રોગ્રે તમોને શીક ઉર ચાલીતી કે-હાર. મોબ્યગાલ ચાકુમાન પોકુ મોયમ્મુનો ન્યમારીમા હિતાસ.

હા. તમારી મેહેરબાનીથી શીક ઉર ગાયો-હાર. મરાટેસેનો ઓલારિમાસ.

હવે કેટલા વાગ્યા!-ઈમા નાંઈ દેસાા!

ચાર આઠ વાગ્યા-હાચી જી હાનદેસ.

ત્યારે તો હવે રેલ્વેનો વખત પગ્રોલ-ત્યારે સોરમા (ત્યારે સો) ચોદો ઈમા ક્રીશાનો જ્યુન (વખત) નારિમાસીતા.

ત્યારે તો હું સ્ટેશનપર જલદીજ જવસ-સારેમા (ત્યારે સો) વાતાકુશિવા સ્ટેશન યે હાયાકુ મુકીમાસ.

કેમ!-નાઝે.

'ક્રિમાસ' નામની ગાડીમાં માલ તથા બાગા વોક્રિગોની આવ-નાર છે-કુઝનો ક્રિશાદે હાહાસામાતો ચિગિ સામાવા ગોક્રિનો ગારા.

હું પણ સાથે આવીશ-વાતા કુશીગો ધરુગોની ક્રિમાસ.

ઉપકારી છું, આપણે બન્ને સાથે જઈશું-આરિગાતો ધરુગોની મુકીમારશો.

સ્ટેશનપર જવું છે માટે એક રીક્ષા બોલાવી મંગાવો-સ્ટેશાગે ઇકુ કારા કુરૂમા વો તાનોનદે ઓકુરે.

ટીકીટ વેચવાનું ઠેકાણું કયાં છે?-કીપુનો ઉરીદોકોરા નારોકોની આરીમાસકા?

૪

ટીકીટ વેચાતી લાઉંછું-કીપુવે કોઓતેની કીમારો.

ટીકીટ-કીપુ.

ટીકીટ જરા જોવું?-કીપુ વોચોતો હાઇકીન.

બાહેર જવાનો રસ્તો ક્યાં છે?—દે-ગુચી વા દોકો દસકા.

તમને લેવા આવ્યો છું-ઓ મુકાઈની.માયરીમાસતા.

તમારો દેસ કયો?—ગોમેંન પુદાસાઇ (વગર ઓળખાને પુછવા માટે માફ કરજો) અનાતાનો કુનિવા દોકીદે ગોજારીમાસકા

મારો દેશ હિંદુસ્તાન છે—વાતાકુશીનો કુનિવાઇન્દોદે ગોજારીમાસ.

હં એમ છે?—સોયા સેદેસકા.

જૅપાનથી હિંદુસ્તાન ઘણું દૂર હશે?—નિપ્પોનકારા ઇન્દોબા જુઇબુન તોઇદેશો.

હા છ હજાર સાતસો મૈલ છે—હાય રૂકુસેન સિચિહ્યાકુ માઇરદે ગોજારીમાસ.

હં! ત્યારે ઘણો દૂર છે? હિંદુસ્તાન દેશ ઘણો સુંદર હોસે!—મા સારેજા તાઇહેની તોઇદેસ. ઇન્દોનોકુનિવા તાઇહેત્રી રિપ્પાનાદેશો.

હિંદુસ્તાન દેશ સુંદર છે; પણ અમો ઘણા કંગાલ થવાથી તે અમોને મ્હોટાઇદાર જણાતો નથી—ઇન્દોવા રિપ્પાના કિરેદેમો વારેવારેવા—બિમ્બોદે (ગરીબ, કંગાલ) નારિમાશિતા કારા વાતા કુશીવા ઇન્દોવો રિપ્પાના ઓ મોઇમાસેન.

તમે હિંદુસ્તાનથી અત્રે કાંય આયા?—આનાતાવા નાઙે ઇન્ડો-કારા નિપ્પોનયે માયેરી માશિતાકા?

ઉદ્યોગ ધંધાના શિક્ષણ થકી—કોગ્યોનો બેંકયોનો તામેની.

કઇ નિશાળમાં જસો?—દોકોનો ગાક્કોયે હાયેરીમાસકા.

અસાકુસામાંની મોટા ઉદ્યોગ ધંધાની શાળામાં—આસાકુસાનો કોતો કોગ્યો ગાકકોની.

તમારૂં ઠેકાણું કયાં છે?—અનાતાનો તોકોરો વો દોકો દસકા?

મારૂં ઠેકાણું ત્યાં છે—વાતાકુશીનો તોકોદો વા કોકો દસ.

એમનું સરનામુ મને આપો—આનોશતોનો તોકોરોગાકીવો કુદાસાઇ.

તબીએત ઠીક તો છે—ગોકીગેન યોરીશી ગોજારીમસકા?

હા ઠીક છે—હાય. આરીમાતો ગોજાઇમાસ.

તમે અમેરિકા કયારે જશો?—આનાતાવા ઇચ અમેરિકાયે માયેરીમાસકા.

આવતા વર્ષના અકટોંબરની પેહેલી તારીખે—રાય નેનનો જ્યુગાચનો ઇચીનીચીની.

ભણુવા થકી યા વેપાર થકી જશો?—બેકયોનો તામેનિ મતાવા શોગ્યોનો તામેની યુકીમાસકા.

તગીબી વિદ્યા શિખવા થકી—કુસુરિનો (ઔષધ) બેંકયોનો મેની.

અમેરિકા મોટી ચઢતી કળાએ પોંહચેલો દેશ હશે?—અમેરિક દાયખુન રિપ્પાના કુનિ દેશો.

હા, આખી દુનિયામાં અમેરિકા પેહેલા દરજ્જાનો દેશ છે—હાય. અમેરિકાવા સેકાઇ ઇચિ બાન.

ત્યારે તમે વેપાર કાં કરતા નથી?—સંારેજા આનાતાવા શોગ્યોવો નાઝે શિમાસેનકા.

હું વેપારી કામમાં બીન માહિત છું—વાતાકુશીવા શોગ્યોનો કોતોદે હેતાદેસ.

અમેરિકામાં યંત્રો ઘણા બનતા હસે?—અમેરિકાયે કિકાઇનો (યંત્રો) થાકસાન, દેકિમાશો?

હા—હાય.

તમારે વતન પાછા કયારે ફરશો?—ઇત્સુ ઓકુનીયે ઓખેયરી નાસારૂકા?

ત્યારે હવે આપણે રજા લઇશું—હાય. સોરેજા ઓઇતોમા ઇતાશીમાશો.

(જુદાઇની) સલામ—સાયોનરા.

# જૅપાની ચિત્રમાળા.



## જૅપાની ચિત્રમાળા વિશે ટુંક ખુલાસો.



મારા રચેલા "જૅપાન અને જૅપાનિજ" નામે ગ્રંથમાંથી અત્રે ૨૪ ચિત્રો તેના ટુંક વર્ણન સાથે દાખલ કીધાં છે. ચિત્રોનું વિગતવારે વર્ણન જોવુ હોય તો ઉપલા ગ્રંથમાંથી મળી શકસે; આથી જૂદા જૂદા ચિત્રો નીચે જપાન અને જપાનિજ ગ્રંથમા કયાં કયા તે બાબદ સંબધી વર્ણન આપેલું છે તેનાં પૃષ્ટાંક અને પ્રકરણ લખેલાં છે. અત્રે માત્ર જૂદા જૂદા ચિત્રની સમજ આપવા માટે ટુંક વર્ણન આપવામાં આવ્યું છે.



# જૅપાની ચિત્રમાળા.

## જૅપાનના શેહેનશાહ 'મુતસુહિતો' અને—શેહેનશાહબાનુ 'હારૂકો.'

જૅપાન જેવા નાહના વિસ્તારના એક રાજ્યને દુનિયા માંહેલા મહાન રાજ્યોની સપાટીપર લાવી મહાન શેહેનશાહી પદ પામનાર આ જૅપાનના પાદશાહ મુતસુહિતોનો જન્મ જૅપાનના રાજ્ય ગાદીના વારસ ૧૨૦ માં પાદશાહ "કોમિને" ત્યાં ૩ જી નવેંબર ૧૮૫૨ ને દિને થયો હતો. બચપણથી મુતસુહિતોએ પોતાના દેશની રૂઢી મુજબ કેળવણી સંપાદન કરી પરદેશી રાજ્યોનાં ઇતિહાસનું સારૂં અધ્યયન કર્યું હતું. ઇ૦ સ૦ ૧૮૬૭ માં ૩ જી ફેબ્રુવારીએ પાદશાહ 'કોમી' મરણ પામતાં આ મહા બુધ્ધિશાળી પાદશાહ ગાદીનશીન થયો હતો. ગાદીએ આવતાં આ નામદારની ઉમર માત્ર ૧૫ વર્ષની હતી. પોતાની નાહની વય છતાં બુદ્ધિ વિશાળ હોવાથી રાજ્યકારોબાર ઉપર પોતેજ ધ્યાન આપવા માંડયું હતું. એમનાં લગન ૯ મી ફેબ્રુવારી ૧૮૬૯ ને દિને પ્રિન્સ ઇચીજોની બેટી પ્રિન્સેસ "હારૂકો" સાથે થયાં હતાં. આ બાનુનો જન્મ ઇ૦ સ૦ ૧૮૫૦ માં ૨૮ મી મેએ થયો હતો. આ બાનુ કવિત્વ શક્તિ ધરાવતાં હોવાથી તેમની રચેલી કવિતાઓ તમામ જૅપાનમાં ઘણી હોંસે વંચાય છે. બાનુ હારૂકોએ પોતાના ખાવીંદે પશ્ચિમ તરફના ઉત્તમ સુધારા દાખલ કરવામાં

લીધેલી મેહેનતમાં દરેક મદદ કરતાં રહી દરબારમાં બાનુઓ આજ સુધી જે "કિમાનો" તથા "ઓબી" નામનો પોશાક પેહેરતી હતી તે કાઢી નાખી તેની જગે યુરપીયન રૂઢીનો પોશાક પેહેરવાનું ફરમાન કાઢી તે અમલમાં મેલી પોતે પણ તેવાજ યુરપીયન લેબાસમાં સજ થઇ દરબાર તથા મેલાવડાઓમાં ભાગ લીયે છે.

નામદાર શેહેનશાહ મુત્સુહિતો ગાદીએ બેઠા તે સમયે પરદેશીઓ સામે જૅપાનિજો ભારે તિરસ્કાર ધરાવતા હતા, અને આથી જુના વિચારના અને નવા વિચારના એવા બે તડાં પડયાં હતાં; પણ શેહેનશાહ મુત્સુહિતોએ દુરઅંદેશી અને મક્કમ હાથે કામ લઇ મારકવિસ ઇટો જેવા પ્રધાનની રાહબરીથી રફતે રફતે સુધારા દાખલ કર્યાં હતા, તેમજ રાજય કારોબારમાં પ્રજાને પોતાને મોટો ભાગ આપવો તથા રૈયતનું ભલું થાય એવી રીતે રાજ્ય ચલાવવું એવો પેહેલેથીજ ઠરાવ કરી તે મુજબનો કારોબાર તે નામદારે ચલાવવા માંડયો હતો. આ મતલબથી જૅપાનિજ ઉમરાવો (દાયમિયો) લડાઈ પ્રસંગે મદદ માટે પોતાના હાથ હેઠળ ખાસ લશકર નિભાવતા હતા, તે રેવાજ એ નામદારે બંધ પાડયો હતો; તથા યુરપના સુધરેલાં દેશોમાં સર્વેથી સરસ નિયમ ઉપર ચાલતા પ્રજાકિય પાર્લામેંટની નકલ કરી તેવી પાર્લામેંટની સ્થાપના ઈ૦ સ૦ ૧૯૦૦ ના નવેંબર માસમાં કરી હતી.

નામદાર મુત્સુહિતો પોતાની જીંદગી ઉદ્યોગી ગુજારે છે. તેવણ સકાળે ઉંઘથી બિદાર થતાં પ્રથમ એશિયાટિક સાહિત્યનું અધ્યયન

કરી પરદેશી શિક્ષકો સાથે વાતચીત કરી અભ્યાસ વધારે છે, અને તે પછી દરબારની વખતે નિયમિતપણે પ્રધાન મંડળની મુલાકાત લઈ સાંજે કવિતા, ચિત્રકલા વગેરે રમત ગમત ઉપર લક્ષ આપે છે. નામદાર શેહેનશાહ નિશાનબાજી, પોલો તથા કુસ્તીમાં ઉસ્તાદ ગણાય છે, પણ એક પ્રસંગે "કાઉંટ તેટસુ" સાથ કુસ્તીની રમતમાં હારી જતાં આ રમતમાં ભાગ લેવાથી દૂર રહે છે. તેમજ ઘોડે-સ્વારીમાં નામદાર મુત્સુહિતો એકકા ગણાતા હતા, પણ એક પ્રસંગે અકસમાતથી પડી જતાં હાલમાં ઘોડે સ્વારી કરતા નથી.

નામદાર શેહેનશાહ બચપણથી પરદેશી ભાષાના તથા તે ભાષા જાણનારાને ચાહનાર હોવાથી પોતે ગાદીએ આવતાંજ બાહોશ જૅપાનિજ જુવાનોને યુરપ અમેરિકા મોકલી ત્યાંની કેળવણીનો લાભ પોતાના દેશને ચખાડવાની યોજના ઘડી તેમાં ફતેહ મેળવી છે. એ નામદારે વહાણો બાંધવા તથા કાફલાને લગતી બાબતમાં ઈંગ્લંડનાં, જમીન ઉપરના લશકરની તથા ગાયન અને ચિત્રકળા વગેરેની બાબતમાં ફ્રાન્સ તથા ઇટલીની નકલ કરવાનો હોકમ કરી પોતાના દેશમાં પશ્ચિમ તરફનાં સારા સુધારાઓને દાખલ કર્યા હતા. ધર્મ બાબતમાં પણ પોતાના પુરાણા શિંટો ધર્મનેજ ચઢતી કળાએ આણવાની કોશેસ કરી હતી, અને મૂળ કેળવણીની પદ્ધતિ યુનાઇટેડ સ્ટેટસ અને જર્મનીના ધોરણથી પોતાના દેશમાં દાખલ કરીછે.

દેખાવે શેહેનશાહ મુત્સુહિતો ગંભીર તથા દમામદાર હોઇ ઉંચાઇમાં પાંચ ફીટ આઠ ઇંચ જેટલા કદાવર છે, અને બાંધો

ખીલેલો છે. તેમનો ચહેરો કરડો પણ તેજ વેળા આનંદકારક દિસે છે, તથા તેમની નાહની કાળી આંખો ચતુરાઈ દર્શાવે છે. શેહેનશાહ નાહની દાઢી રાખે છે, જો કે જૅપાનિજો સામાન્ય રીતે આવી દાઢી રાખતા નથી. એ નામદાર પરદેશીઓ સાથે માયાથી મુલાકાત લે છે, અને શેકહેંડ કરતી વખતે સામા ધણિને તેમના હાથે કરવામાં આવતું દબાણ બરાબર જણાઇ આવે છે. એ નામદાર યુરપીયન પોશાકમાં ફરે છે અને ઘણી ગરમીના વખતેજ જૅપાનિજ પોશાક સજે છે.

શેહેનશાહબાનુ હારૂકોએ ફકત એકજ બેટાનો જન્મ આપ્યો હતો; પણ તે જનમતાંને વાર મરણ પામ્યો હતો. તે પછી એ નામદારને પેટે છોકરૂં અવતર્યું નથી; પણ જેપાનના નામદાર શેહેનશાહે પોતાના બાપદાદાઓના રેવાજ મુજબ ચાત્રી બીજી શાહજાદીઓને પેટે અવતરેલાં છોકરાંઓથી પોતા પાછળ ગાદીવારેસ મુકી જવાની સંભાળ લીધી છે. આ ગાદીવારસ શાહજાદાંને તેના બચપણથીજ શેહેનશાહબાનુએ પોતાનાજ છોકરા તરીકે ગણી લીધો છે, તથા તેને એક ભવિષના રાજ્યકર્તા તરીકેની ઉંચી તાલીમ આપવા માટેની સંભાળ લીધી છે, તથા તેની માતા ઉપર માયા મેહેરબાની બતલાવી છે. નામદાર શેહેનશાહની બીજી બાનુઓને એકંદર ૧૩ ફરજંદો થયાં હતાં, તેમાં પાંચ શાહજાદા અને આઠ શાહજાદીઓ હતી. તેમાંના નીચે જણાવ્યા મુજબ એક વડો શાહજાદો અને ચાર શાહજાદી, એવા પાંચ ફરજંદો હાલમાં હયાત છે. ગાદીવારેસ

શાહજાદો બચપણથી ઘણો અશકત હોવાથી તેની સંભાળ માટે શેહેનશાહ અને શેહેનશાહબાનુને ઘણા શ્રમ લેવા પડયા હતા.

(૧) શાહજાદો યોશિહીતોનો જન્મ ઇ૦ સ૦ ૧૮૭૯ માં ૩૧ મી ઑગસ્ટે થયો હતો. પ્રિન્સ યોશિહીતોને ૧૮૮૩ માં ૩ જી નવેંબરે ગાદીવારેસ તરીકે જાહેર કરવામાં આવ્યો, જેનાં લગ્ન પ્રિન્સ "કુજો"ની બેટી પ્રિન્સેસ "સાદાકો" સાથે તા૦ ૧૦ મી મે ૧૯૦૦ ને દિને થયાં હતાં.

(૨) શાહજાદી માસાકો સુનેનોમિયાનો જનમ ઇ૦ સ૦ ૧૮૮૮ માં ૩૦ મી સપટેંબરે થયો હતો.

(૩) શાહજાદી ફુસાકો કાનેનોમિનાનો જનમ ઇ૦ સ૦ ૧૮૯૦ માં ૨૮ મી જાનેવારીએ થયો હતો.

(૪) શાહજાદી નોબુકો કુમીનોમીયાનો જનમ ઇ૦ સ૦ ૧૮૯૧ માં ૭ મી ઑગસ્ટે થયો હતો.

(૫) શાહજાદી તોશિકો યાસુનોમીયાનો જનમ ઇ૦ સ૦ ૧૮૯૬ માં ૧૧ મી ને દિને થયો હતો.

શેહેનશાહ મુતસુહિતોને પોતાના રાજ્ય તરફથી ૩૦૦૦૦૦૦ યેનનું સાળીયાણું મળે છે. (એક યેનની કિંમત લગભગ ૨ શિલિંગ, ½ પેન્સ હોય છે.) આ શેહેનશાહને વિદ્વાનો, રશિયાના પીટર ધી ગ્રેટ તથા ઇંગલંડના આલફ્રેડ ધી ગ્રેટ સાથે સાથે સરખાવે છે; કેમકે આ બન્ને રાજાઓએ પોતે સુધારો કરવામાં જાતે આગેવાની લીધી હતી, અને તેમનીજ નકલ પ્રજાએ કરી દેશને આબાદ હાલતે પોંહ-

ચાહ્યું હતું. તેજ ધોરણે શેહેનશાહ સુસહિતોએ સુધારો ઘેરથી શરૂ કરી પોતાના દેશપર અચૂક છાપ મારી જપાનિજ પ્રજાને ચઢતી હાલતે પોંહચાડી છે.

## જૅપાન=નિપ્પોન.

સુધારો વધારામાં આગળ વધેલાં મહાન રાજ્યોની સફમાં પોતાની બેહદ ચતુરાઇ, અસાધારણ યુધ્ધકળામાં પૂરવિણતા અને વિધા હુન્નર આદિ અલૌકિક ગુણોથી આ એક નાહનું ગણાતું જૅપાનનું રાજ્ય આજે પેહેલી હરોલમાં બીરાજે છે.

ચીન દેશની અગ્નિ દિશાએ પૅસીફિક મહાસાગરમાં જે ટાપુઓ અર્ધ ચંદ્રકાર રીતે ફેલાયલા છે, તેમનેજ જૅપાનનું રાજ્ય કહે છે. ચીનની દક્ષિણ ભણી ફારમોસાના ટાપુથી તે પૂર્વ સાઇબિરિયા માહેલા કામસચાટકા ભૂપ્રદેશ સુધી જૅપાન અને જૅપાનની નજદીક આવેલા ટાપુ એ બન્નેની લંબાઇ ૨૦૦૦ મૈલ થવા જાય છે. જૅપાનની પૂર્વ દિશાએ ૪૫૦૦ મૈલ વિસ્તારનો પૅસિફિક મહાસાગર અને સમુદ્રની પેલી તરફ અમેરિકા ખંડ આવેલો છે.

એશિઆના પૂર્વકાંઠા ઉપરની આ ટાપુવાળી શેહેનશાહાત ૪ મોટાં ટાપુઓથી બનેલી છે. આ ચાર મોટા ટાપુ હૉનશુ, શિકૉકફ, કયૂસ્યુ અને જેસ્સો. જૅપાનની શેહેનશાહતનું ક્ષેત્રફળ ૧૬૨૦૦૦ ચૌરસ મૈલ અથવા યુનાઇટેડ કિંગડમ કરતાં ૩૪૦૦૦ મૈલ મ્હોટું છે. ૧૮૯૨ માં ત્યાંની લોક વસ્તી ૪,૦૭,૧૮,૯૭૭ ની ને ૧૯૦૧માં

૪,૬૦,૦૦૦૦૦ ની હતી. અને ૧૯૦૩ માં ૪,૬૭,૩૨૮૪૧, અને ૧૯૦૫ માં ૪,૬૮,૩૦૭૭૦ ની હતી.

## જૅપાનનું પ્રાચીન અર્વાચીન નામ.

સુધરેલા દેશમાં આ દેશ જૅપાનને નામે પ્રસિદ્ધ છે. ખુદ જૅપાની પ્રજા પોતાના દેશને "નિહોન" અથવા તો કદી કદી "નિપ્પોન" એ નામે ઓળખાવે છે. પણ આ બન્ને શબ્દ ચીનાઇ "જીહપૅન" શબ્દમાંથી નિકળેલા છે. "જીહપેન" એટલે "જ્યાંથી સૂરજ ઉગે છે તે સ્થાન." જૅપાન દેશ ચીન દેશની પૂર્વે હોવાથી તે દેશમાંથી સૂરજ ઉગેલો હોવાનું પ્રાચીન કાળથી ચીનાઓ માનતા હોવાથી "જીહપેન એ નામ આપ્યું હતું. જૅપાની પ્રજા પોતાની કવિતામાં પોતાના દેશને "મહા ભવ્ય દેશ" એમ હાલમાં પણ કહે છે. જૅપાનની બાબતમાં તેમના ગ્રંથમાં "દાઇ-નિપ્પોન" યાને મોટું જૅપાન એવું જગે જગે લખેલું મળી આવે છે: પણ હાલમાં "દાઇ" શબ્દ પ્રચારમાં ઓછો વપરાતો જઇ માત્ર "નિપ્પોન" એ નામે ઓળખાવે છે.

માર્કોપોલો નામે ગ્રિક મુસાફરે આ દેશની ખબર સ્વદેશીઓને આપી ત્યાં સુધી જૅપાનથી યૂરપ તદન અજાણ હતું. આ મુસાફર લગભગ ૬૦૦ વર્ષ ઉપર થઇ ગયો. "જૅપાની લોકો ઘણા સુધરેલા છે અને તે દેશમાં સુવર્ણ બેહદ મળે છે." એવી ખબર પોતાને દેશ પાછો ફરતાં માર્કોપોલોએ ગ્રિકોને આપી હતી.

મનહરણ કરનારી 'કુદ્રતી લીલા, નજર છક કરનાર સૃષ્ટિ સૌંદર્ય, અને ખુશકારક હવા તથી, તેમજ અવારે નવાર થનાર ધર્તિકંપ સાર', એહદ જવાલા મુખી પર્વત માટે અને તરેહ ફિસમના ફૂલો માટે આ દેશ પ્રસિદ્ધ છે; પણ હાલમાં આ દેશ તરફ તમામ દુનિયાનું એક સરખું ચિત્ત આકર્ષાયું છે તેનો સબબ જૂદોજ છે. વેપાર અને તરેહવાર હુન્નરકળાનાં કામ માટે ચીન દેશની નામના કાંઇ ઓછી જાણીતી નથી, પણ આજ કાલ આ દેશ માટે જેટલી કોઈને નવાઇ ઉપજતી નથી, તેટલી જૅપાન માટે ભારે અજાયબી ઉપજે છે, તેનો મુખ્ય સબબ કહીએ તો બીજા સુધરેલા દેશો તરફ દુરઅંદેશીથી નજર પોહચાડી તેમની હાલત અને જમાનાને યોગ્ય એવા સુધારા વધારા કરનાર યુરપ ખંડ માહેલાં રાજ્યો, તે રાજ્યોની બરોબરી કરવાની યોગ્યતા પોતામાં જપાને ટુક વખતમાં આણી એ એક છે. પોતાની હાલતને સુધારી વધારે ઉંચે દરજ્જે ચઢાવવાની ઉત્કટ જેપાને જેટલી અને જેવી બતલાવી, તેવી અને તેટલી ઉનટ અને યોગ્યતા કોઇપણ બીજાં રાજ્યોએ બતલાવી નથી. લગભગ ૬૦૦ વર્ષ ઉપર જે રાજ્યનું નામ નિશાન કોઇ પણ રાજ્યને ખબર નહોતું અને લગભગ ૧૮૬૮ સુધી જે રાજ્ય માત્ર અજ્ઞાન હાલતમાં સબડતું કહેવાતું હતું તેજ રાજ્ય ત્રણ દાહેકામાં કેટલું બધું ખીલી નિકળી જગમશહૂરીએ ચઢયું છે?

## જૅપાની પોશાકની તર્હા.

"કિમાનો" નામનો એક "ફ્રેનસી" ઝભો જૅપાની સ્ત્રી પુરૂષ પેહેરે છે. આ ઝભો આગલી બાજુથી ખુલ્લો હોય કમરબંદથી સીકડી લેવામાં આવે છે. આ "કિમાનો" તવંગર લોકો ગરમીની મોસ-મમાં ઝીણા ખુમાસદાર સૂતરનો બનાવેલો પેહેરે છે, અને થંડીમાં જાડા રેશમનો વાપરે છે. આ ઝભાની આસ્તીન (બોય) કોપરીયા નીચેથી બેવડી હોય છે; અને તેનો ઉપયોગ તેઓ ગજવાં તરીકે કરે છે. આ ગજવામાં દરેક જૅપાનિજ કાગળનો રૂમાલ રાખે છે. અગાઉ લઢવૈયા લોક હમેશાં પોતાની સાથે બે તલવાર રાખતા હતા. તે તલવાર તેઓ આ "કિમાનો"ના કમરબંદમાં ભેરવી રાખતા. પણ હમેશાં બે તલવાર રાખવાના ધારાથી ચાલુ ખુન થવા માંડ્યાથી ઇ. સ. ૧૮૭૬ માં ખાસ કાયદાથી બે તલવાર રાખવાનું બંદ કરવામાં આવ્યું હતું. સર અવસરે જૅપાનિજો ઢીલી ઇજાર અને શરીરને બંદબેસતો ડગલો પેહેરે છે. આગલા વખતના જૅપાનિજો પોતાના માથા ઉપરના બાલ કાઢી નાખી પાછળ રાખેલી ચોટલી તેની પર પાછીવાળી કાંસકીથી સાફ કરી બેસાડતા. હાલના જૅપાનિજો પોતાના બાલ યૂરપીયન પદ્ધતિએ રાખે છે. ઓરતોએ માત્ર પોતાની આગલી બાલની "ફેશિન" હજી કાયમ રાખી છે. ઉપર જણાવેલા પોશાક શિવાય એક પંખો, એક વાંસની છત્રી, અને કમરબંદમાં એક તંબાકુની દાબડી અને ચીલમ હોય એટલે જૅપાનીજ પુરૂષનો "ફુલ ડ્રેસ" થયો સમજવો.



( જુઓ પાનું ૩૭ મું ) જુદી જુદી જૅપાનિઝ પ્રજા

ઈ. સ. ૧૮૭૩ માં ખાસ કાયદો પસાર કીધો હતો કે, સરકારી અમલદારે સરકારી કામકાજની વખતે જૅપાનિજ પોશાક નહિ પેહેરતાં યૂરપીયન તર્હાનોજ પોશાક પેહેરવો જોઈએ. હાલના જૅપાનના પાદશાહનો પોશાક હમેશાં યૂરપીયન લશકર માહેલા જનરલ જેવો હોયછે.

## જૅપાની ઓરતના કીમાનો પોશાકની ફેશીન.

પુરૂષના કિમાનો પોશાક કરતાં ઓરતોનો કિમાનો વધારે સગવડભર્યો અને શુઠનની નીચે સુધીનો હોયછે. તેનો કમરમંદ લગભગ એક ફીટ પોહળાઇનો હોય છે. તે કમરે એવી રીતે વીટાળવામાં આવે છે કે પાછળી બાજુએ સેહેજ ઉઠાવદાર બને; અને પાછળી તરફ તેના છેડા લાંબા ઝુલતા રાખવામાં આવે છે આથી જેપાની સ્ત્રીઓ ઉભી હોવા છતાં કમરમાંથી વાંકી વળેલી જણાય છે.

જેપાની ઓરતો દરબારમાં જતી વખતે સફેદ, કીરમજી અથવા બીજા કોઇપણ રંગના ચિત્રામણ કાઢેલો રેશમી ઝભો પેહેરેછે; અને પોતાના બાલ છુટા કરી ખાંધ ઉપરથી આગલી બાજુએ છાતી ઉપર ઝુલતા છોડે છે.

---

## જૅપાની મકાના અને તેની બનાવટ.

જૅપાન દેશમાં અવારનવાર ધર્તિકંપ થનો હોવાથી તે તરફના ઘણાખરા મકાનો એકજ ઢપના અને લાકડાનાજ તમામ બાંધેલાં હોય છે. આ ઘેરો એક મજલાથી વધારે મજલાનાં હોય છે.

હોતી નથી. બાવરચીખાનાની જમીન લાકડાના પાટીયાની બનાવેલી હોઇ ઘણી સ્વચ્છ રાખવામાં આવે છે.

રાતની વેળા જેમને વર્ષાદના બારણા કહે છે તે પાટીયાં જડી દેવામાં આવે છે. તે વખતે જો કોઇ બાહેરથી આવનારને સભ્યતાથી હાંક મારવી હોય તો "હું તમારી માફી ઇચ્છું છ" એવા શબ્દ બોલશે અને જોરથી હાંક મારશે "એ એ-હું કહેવા માંગુછ" એમ કહી તોબડા ફોડશે એટલે બારણું ખોલવામાં આવે છે.

જૅપાનિઓ ખુરસી ટેબલનો ઝાઝો ઉપયોગ કરતા નથી. તેઓ હમેશાં ભોંય ઉપરજ બેસે છે. તેઓ પલાંઠો મારી બેસતા નથી પણ પગ પાછળ વાળી ગુડને બેસે છે. સાદડી મેલી નહિ થાય તેથી હિંદુઓ પ્રમાણે તેઓ જોડા બારણા બહાર કાઢી માહે દાખલ થાય છે. જમવાની વખતે દરેક જણ પાસે એકેક રોગાનની રકાબી હોય છે. જૅપાનીઓમાં સુવા માટે દરેકના જૂદા ઓરડા હોતા નથી, પણ જ્યાં સગવડ મળે ત્યાંજ ગોદડાં પાથરી સુવે છે. તેઓ લાકડાના તકીયાનો ઉપયોગ કરે છે. જો ટેકાને ગરદન રાખવી હોય તે જગાપર કાગળ યા કપાસની ઝીણી ગાદી મુકી જગા નરમ બનાવેલી હોય છે. મચ્છરનો દોર થતાં તેઓ પરદાનો ઉપયોગ કરે છે.

જૅપાની ઘેરોમાં અતિ અગત્યનાં પદાર્થો કહીએ તો તે માત્ર બે છે. એક સગડી અને બીજું તંબાકુનો દાબડો. જો એ ચીજ નહિ હોય તો તેમને ભારે અડચણ પડવાની. સગડી ગોળ પિત્તલની કુંડા રોકી હોય છે. તેમાં રાખ નાખી કોલસા ભરે છે. ગરીબોના

જૅપાની મકાનનો પાયો નાખવાની જરૂર હોતી નથી. ઘેરનો મુખ્ય આધાર ફક્ત થાંભલા જમીનપર પથ્થરની લાદીમાં જડી તેપર કામ ચલાવે છે. ઘેરના છાપરાં લાકડા, પાંદડા અથવા નળીયાના હોય છે. ઘેરના બીજા બાંધકામના પ્રમાણમાં છાપરાનો બોજો વધારે હોય છે તેને ફક્ત થાંભાના ટેકા ઉપર ગોઠવે છે. થાંબલાપર મોભ રાખી તેમને માહેથી તેમ બાહેરથી ટેકા આપવામાં આવે છે.

દેવાલ કહી શકાય એવું બાંધકામ જૅપાનિજ ઘેરોમાં જોવામાં આવેલું નથી. તેઓ રાત્રે સુતી વખતે ચારે તરફ લાકડાના પાટીયાં ગોઠવે છે. આ પાટીયાને તેઓ પોતાની ભાષામાં "વરસાદનાં બારણાં" કહે છે. આ પાટીયાં દિવસે કાઢી પેટીમાં બંધ કરે છે. ગરમીની મોસમમાં તો આ પાટીયાં રાત્રે પણ જડતા નથી; માત્ર ઠંડીમાં રાતની વેળા પાટીયાં જડે છે; પણ દિવસે ઉજાશ આપે એવા કાગળના પાટીયાંનો તેઓ ઉપયોગ કરે છે.

બેસવાના ઓરડામાં લગભગ ૬ ફીટ લાંબી ૩ ફીટ પોહળી અને ૩ ઇંચ જાડી એવી ઘાસની સાદડી બીછાવેલી હોય છે. ઓરડો મોટો હોય તો એકમેક સાથે જોડી અનેક સાદડીઓ ગોઠવેલી હોય છે. જૅપાનિજોમાં કોઇની જગા ગણવી હોય તો તેઓ સાદડીની સંખ્યા ઉપરથી તેની લંબાઈ પોહળાઇનું માપ મેળવે છે. જેમ આપણે વાર યા ફીટથી સમચોરસ ગણીયે છિયે તેમ તેઓ આટલી આટલી સાદડી લાંબી પોહળી છે તે ઉપરથી અનુમાન કાઢે છે. રાંધણીમાં અને ઓરડીમાં જવાના માર્ગમાં સાદડી બીછાવેલી

હોતી નથી. બાવરચીખાનાની જમીન લાકડાના પાટીયાની બનાવેલી હોઇ ઘણી સ્વચ્છ રાખવામાં આવે છે.

રાતની વેળા જેમને વર્ષાદના બારણા કહે છે તે પાટીયાં જડી દેવામાં આવે છે. તે વખતે જો કોઇ બાહેરથી આવનારને સભ્યતાથી હાંક મારવી હોય તો "હું તમારી માફી ઇચ્છુંછ" એવા શબ્દ બોલશે અને જોરથી હાંક મારશે "એ એ-હું કહેવા માંગુછ" એમ કહી તાળોટા ફોડશે એટલે બારણું ખોલવામાં આવે છે.

જૅપાનિજો ખુરસી ટેબલનો ઝાઝો ઉપયોગ કરતા નથી. તેઓ હમેશા ભોંય ઉપરજ બેસે છે. તેઓ પલાઠો મારી બેસતા નથી પણ પગ પાછળ વાળી ગુડને બેસે છે.' સાહડી મેલી નહિ થાય તેથી હિંદુઓ પ્રમાણે તેઓ જોડા બારણા બહાર કાઢી માહે દાખલ થાય છે. જમવાની વખતે દરેક જણ પાસે અકેક રોગાનની રકાબી હોય છે. જૅપાનીઓમાં સુવા માટે દરેકના જુદા ઓરડા હોતા નથી, પણ જ્યાં સગવડ મળે ત્યાંજ ગોદડાં પાથરી સુવે છે. તેઓ લાકડાના તકીયાનો ઉપયોગ કરે છે. જે ઠેકાને ગરદન રાખવી હોય તે જગાપર કાગળ યા કપાસની ઝીણી ગાદી મુકી જગા નરમ બનાવેલી હોય છે. મચ્છરનો દોર થતાં તેઓ પરદાનો ઉપયોગ કરે છે.

જૅપાની ઘેરોમાં અતિ અગત્યનાં પદાર્થો કહીએ તો તે માત્ર બે છે. એક સગડી અને બીજું તંબાકુનો દાબડો. જો એ ચીજ નહિ હોય તો તેમને ભારે અડચણ પડવાની. સગડી ગોળ પિત્તલની કુંડા રોકી હોય છે. તેમાં રાખ નાખી કોલસા ભરે છે. ગરીબોના

ઘેરમાં સગડી લાકડાની બનાવેલી હોઇ તે અગ્નિથી સળગી જાય નહિ તેથી માહેથી ચોકસ "ફ્રાયર પ્રૂફ" મેરોડીથી લિપે છે. આ કુંડાનો બે તરેહનો ઉપયોગ કરે છે. એક બીડી સળગાવવા યા ચીલમ પીવા માટે અને બીજો ગરમી લાવવા. તંબાકુ પીવાની પાઇપ બાંબુની હોય છે અને મરદો તેમ ઓરતો તેનો ચાલુ ઉપયોગ કરે છે.

દરેક જૅપાનિજ ઘેરવાલો પોતાના ઘેર નજદીક બગીચો બનાવ્યા વગર રહેશે નહિ. બગીચામાં થોડા ફુલઝાડ હોય તો તેની તેઓ દરકાર કરશે નહિ પણ દરેક બગીચામાં એક માછલી રાખવાનો તલાવ, નાહનો પણ શોભાયમાન પૂલ, ખડક જેવો બનાવેલો પથ્થરનો ટેકરો, અને છાંટેલા ઝાડની ગોઠવણ કર્યા શિવાય તેને ચાલશે નહિ. પોતાના ખુદરતી જોરથી ઉંચા વધેલા ઝાડને નાહના છોડ જેવા બનાવવાની કળા જૅપાનિજો જેવી બીજા કોઇ જાણતા નથી.

યુરપીયનોને જૅપાનિજ ઘેરો અગવડ ભર્યા દિસે છે. કેમકે તેમાં એકાંત ઓરડો હોતો નથી. બારણા ખુલ્લાં રાખ્યા હોય તો માહે પવન ને વર્સાદ દાખલ થાય ને બંદ કરતાં માહે અંધારૂં પડે; પણ જૅપાનિજોને ટેવ પડયાથી તેમાં તેમને કશી અગવડ જણાતી નથી, પણ હાલમાં ઘણાખરા જૅપાનિજો નવાં ઘેરો યુરપીયન ગોઠવણપર બાંધે છે.

જૅપાનિજ મકાનોને આગપાણીની હમેશાં દેહેશત હોય છે. કેટલાક જૅપાનિજો એવા મળશે કે તેઓ આવી આગમાં સપડાઇ



(જુઓ પાનું ૭૧મું)    કીમાનો પોશાકની તર્હ



( જુઓ પાનુ ૮૩મુ )

બાલની ફેશીન



(જુઓ પાનું ૭૫મું)   કીમાનો પોશાકની નહીં.



(જુઓ પાનુ ૪૩મુ)

બાલની ફેશીન

આંઠ દસ વખત બળીને દાઝેલા હોય. રસ્તે રસ્તે ઉંચી સીઢીઓ અને તેની નજદીક ઘાંટ ટાંગેલા હોય છે. કંયે આગ લાગેલી જણાતાં સીઢીપર ચઢી ઘાંટ વજાડી આસપાસના લોકોને ઝટ ચેતવણી આપવામાં આવે છે. તવંગર લોકો પોતાનો કિમતી અવેજ અને અનાજ ઘેરથી નજદીક બાંધેલા ભોંયરામાં રાખે છે. આ ભોંયરાની દેવાલ માત્ર મજબુત હોય છે.

લાંબેથી એકાદ જૅપાનિજ શેહેર જોતાં જોનારને જાણે મકાનોનો મોટો દરિયાવ ફેલાયલો જણાશે. જ્યાં જોઈએ ત્યાં ડીંગણા ઘેરના છાપરાં માયલોના માયલો નજરે પડશે. વચમાં વચમાં ભોંયરાના પડારોકા છાપરાં જણાયાં તો ભલે ભલ, નહિ તો બગીચા માહેલા ઝાડ અને છાપરાં જણાવાના.

જૅપાનિજ મંદિર કોઈ ઘેર કરતાં સેહેજ ઉંચા હોય છે. કોઇને ગુંબજ જણાયછે તો તે આસપાસના ઝાડોથી ઢંકાયલો જણાશે.

---

## જૅપાની ઓરતોના બાલની ફેશીન અને સુવાની રીત.

જૅપાનિજ સ્ત્રીઓ પોતાના બાલના ચોટલા તરેહવાર ફેશીનથી વાળે છે. તેમના બાલ કાળા ચળકાટદાર અને દેખાવમાં સુંદર પણ જાડા હોય છે. તેઓ પોતાના બાલ ચાહેના બિયાંના કિમતી તેલ વડે અત્યંત નરમ ખુમાસદાર બનાવે છે. આ તેલના પ્રતાપે

જેપાની સ્ત્રીના બાલ કાળા ચળકાટદાર, લીસા અને રેશમ પ્ર
પગની પાટલી વેર લંબાય છે. તેઓ પોતાના બાલ આ
તરફ સેહેજ ઉચકાયલા બતલાવી તેની પાછલી બાજુએ ચો
વાળે છે. આ ચોટલાને લાંબા સુયા વડે મજબૂતાઇ આપે
અને કદી કદી તેને ફુલના ગજરાથી ગુંથી શોભાવે છે. એ
બાલ ઓળવાની કાંસકી, અને ચોટલામાં ખોસવાની સોય કાચબ
પીઠમાંથી, પરવાળામાંથી અને કિમતી ધાતુમાંથી બનાવવા
આવતાં હોવાથી તે ભારે કિમતે મળે છે, પણ બાલમાં ધરે
અથવા હીરા માણેક પેહેરવાનો રેવાજ તેઓમાં નથી. તેઓ ઘેર
તેમજ બાહાર ખુલ્લે માથેજ ફરે છે. તેઓ એક વખત પોતા
બાંધેલા "ફેશનેબલ" ચોટલા આઠથી દસ દિવસ સુધી છોડતા ન
રાત્રે સુતી વેળા પોતાના બાલ ખોરવાય નહિ, આ
તેઓ એક પ્રકારના લાકડાના તકીયા વાપરે છે, :
તકીયાપર તેઓ પોતાનું માથું નહિ મેલતાં ફકત ગરદન ટેક
રાખી ચોટલો જમીનપર નહિ રોળાય તેવી રીતે સંભાળ રા



(જુઓ પાનું ૬૦મું) બચ્ચાને સાચવવાની રૂઢી





ઓપાનુ ૬૩મુ)      બચ્ચાની રમત ગમત

નાજુક હોય છે. આવા લોકો ઘણાખરા ઇનામદાર, જાગીરદાર થવા તવંગર વર્ગનાં હોય છે, અને તેમની વસ્તી ઉત્તરથી દક્ષિણ થી વધારે છે. દેશ જીતનાર તરીકે આ લોકો જાણીતા છે.

જૅપાની સ્ત્રીઓ મરદો કરતાં વધારે ખુબસુરત હોય છે. ઘણી રરી જૅપાની છોકરીનો રંગ ગોરો તથા ગાલ ગુલાબી અને મુખ-મલ અતિ સુંદર હોય છે; તેમના બાલ બાંધવાની તર્હેવાર "ફેશીન"થી, નમ્ર રિતભાતથી અને મધુર સરોદથી તેમની સુંદરતા વધારે ખીલેલી રહે છે. તેઓ જલ્દી જુવાન દેખાવા માંડી ઉતાવળે ઘડપણે પોંહચે છે.

## જૅપાનિઝોમાં લગન સંબંધ.

જૅપાનિઝોમાં બાળલગ્નનો રેવાજ બીલકુલ ચાલુ નથી. છોકરાની ઉમર ૧૬ વર્ષની અને છોકરીની ઉમર ૧૩ વર્ષની થયા શિવાય તેમનાં લગન કરવામાં આવતાં નથી. દરેક માયબાપો પોતાના છોકરા છોકરીઓને સારે ઠેકાણે પરણાવવાની બેહદ કાળજી ધરાવે છે, અને તે કામ માટે એક કાજ કરનાર શોધવો પડે છે. આ કાજ કરનાર એવો શોધી કાઢવો પડે છે કે લગન થયા પછી પરણનાર માટી બૈયરની સંભાળ રાખી તેઓ વચ્ચે મિનાકેસો ઉઠતાં વચમાં પડી મટાડવાની તેની ફરજ હોય છે. આવો કોઇ કાજ કરનાર સગા સ્નેહિમાંથી મેળવી છોકરી અથવા છોકરો શોધી કાઢવાનું કામ તેને સોંપવામાં આવે છે. પોતાને ગમતા લાયક જોડાં



(જુઓ પાનું ૫૭ મું) જૅપાની લગ્નની રસમ



આગલા વખતની પાલખી 'કાગા'

## 主の祈祷

馬太傳第六章九節より十三節に至る

天にまします我らの父よねがはくは御名をあがめ
させたまへ御國をきたらせたまへ聖旨の天になる
ごとく地にもなさせたまへ我らの日用の
食を今日もあたへたまへ我らに罪過をおかす
ものを我らのゆるすごとく我らの罪をゆるし
たまへ我らにさそひにあはせずあしきより救
ひいだしたまへ國と權能と榮光は爾のかぎりなく
有ものなればなり アーメン

(જુઓ પાનું ૬૬મું)　　(જાપાની લિપિનો નમુનો)



"આગલા વખતની પાલખી" "કાગા"

પામ્યા પછી જો કોઇ છોકરો તેના "સુતક"નાં દિવસ દરમ્યાન પરણે તો તેને ૧૦૦ દિવસના કેદખાનાની સજા થતી; અને જો તે તદનજ સુતક નહિ પાળે તો તેને એક વર્ષનો બંદીવાસ ભોગવવો પડતો.

---

## જૅપાની લિપિ લખવાની રીત.

જે ઠેકાણે આપણા પુસ્તકના પાનાનો છેડો આવે છે, તે ઠેકાણેથી જેપાનિજ લખાણુ શરૂ થાય છે. તેમની લિટી ઉભી હોય છે. પેહેલી લિટી જમણી તરફથી શરૂ થાય છે. ગ્રંથો જે લખેલાં હોય છે તે ઘણુંખરાં ચીનાઈ લિપિમાં અને બે "કન" લિપિમાંની એક એવી મિશ્ર લિપિમાં લખેલાં હોય છે. નામ અને ક્રિયાપદ એમનાં મૂળાક્ષર લખવા તરફ ચીનાઈ લિપિનો ઉપયોગ કરે છે. પ્રત્યય અને ઉપપદ લખવા તરફ "કન" લિપિનો ઉપયોગ કરે છે. દરેક ચીનાઈ અક્ષરનો જૂદો જૂદો ઉચ્ચાર થાય છે. દરેક શબ્દાવયવનાં જૂદા જૂદા રૂપ હોય છે. તેઓની લિપિમાં વિરામચિન્હ અથવા વાક્ય પુરૂં થનાર બીજાં કોઇ ચિન્હો નથી. બધા શબ્દોની એકજ હાર ચાલુ લખવાની રૂઢી હોવાથી લેખન પદ્ધતિ ઘણી કંટાળાભરી અને ગુચવણુ ઉપજાવનારી બનેલી છે.

જૅપાનિજોને પ્રાચીન કાળમાં લખવાની લિપિ આવડતી નહોતી પણ સુધારા વધારા સાથે ચીન અને કોરીયામાંની લિપિ પોતાના દેશમાં દાખલ કીધી. ઇ૦ સ૦ ૪૦૦ ને સુમારે જૅપાનિજો લખવાની

કળા શીખ્યા એવી નોંધ તેમના ઈતિહાસમાં મળે છે; પણ તે જમાનાનો ભરૂસેદાર ઇતિહાસ હસ્તિ ધરાવતો નથી.

આઠમી અથવા નવમી સદીની આસપાસ "કન" નામની એક લિપિ અમલમાં આવી. આ "કન" લિપિમાં બે ભેદ છે. એકને "કટકન" એવી સંજ્ઞા છે. "કટ" એટલે "જોડીમાનો એક," "કરી" એટલે "ઉછીનુ લેવું" 'ન' 'નામ', આ તે તમામ શબ્દનો ભાવાર્થ છે. "ચીનાઇ ભાષાનાં અર્ધ ભાગમાંથી ઉછીનો લીધેલો શબ્દ," એવો તેનો ખુલ્લો અર્થ થાય છે. ચીન દેશમાં ઘણાં વર્ષો રહેલા એક "રિબી-માબી" નામે ગ્રહસ્થે આ લિપિ પ્રચારમાં આણી હતી. તે પછી "કોબોદાયાશી" નામના એક બૌદ્ધ જતિ ચીન દેશમાં ૧૯ વર્ષ વસવાટ કરી રહ્યો હતો. એને સંસ્કૃત અને પાલી આ બન્ને ભાષા આવડતી હતી. તેણે "કટકન" લેખન રીત માહેલા ૪૭ અવયવનાં મૂળાક્ષરની એક કવિતા લખી. તેમાંના પેહેલાં ત્રણ શબ્દ ઉપરથી તે કવિતાને "ઇ—રો—હ" એ નામ ચાલુ પ્રચારમાં આપ્યું છે. આ મૂળાક્ષરની બારાખડી આપણી લિપિ પ્રમાણેજ લખે છે.

બીજી "હિરગન" નામની લેખન રૂઢી. આ રૂઢી ઇંગ્રેજી ભાષામાં પ્રચારમાંની ચાલુ રોમન લેખન લિપિના નમુના ઉપર છે. "હિર" શબ્દનો "સફાઇદાર, લીસો" એવો અર્થ થાય છે.



(જુઓ પાનું ૮૮ મું)

પેહેલી રેલ્વે

# જૅપાન દેશની જીનરીક્ષા, કાગા અને રેલ્વે.

અગાઉ જેપાનમાં એવી ચાલ ચાલુ હતી કે કોઈપણ ઓદ્ધેદાર ગ્રહસ્થ શિવાય બીજા કોઇથી ઘોડેસ્વાર બની શેહેરમાંથી ફરી શકાતું નહિ. એટલુંજ નહિ પણ શેહેર બાહેર ઘોડે બેસી જો કોઇ ગ્રહસ્થ જતો હોય ને તેટલાં સામેથી તેના કરતા મોટા દરજ્જાનો જો કોઈ ઓધ્ધેદાર આવતો જણાય તો તેને ઝટ ઘોડા ઉપરથી ઉતરી પડી પગે ચાલતું પડતું. પણ હાલમાં આ રીત બંધ થવાને લીધે હવે અગાઉ કરતાં ઘણા લોકો ઘોડેસ્વાર થઇ ફરવાનો શોખ ધરાવે છે. અગાઉ સાધારણપણે વપરાતું "વાહન" એટલે "કાગા" (જુઓ ચિત્ર.) નામનું પાલખી જેવું હતું. સરદાર વગેરે જે મોટા માનસો તેપણ "કાગા" જેવીજ પાલખી વાપરતા હતા પણ તેમની પાલખીને રોગાન કરેલું રહેતું અને તેથી તે "નોરિમોન" નામે ઓળખાતા.

ઇ. સ. ૧૮૬૭નાં સુમારમાં એક કારીગરે એક પ્રકારની હલકી ગાડી બનાવી જાહેરમાં આણી. ત્યારથી આ "જીનરિક્ષા" (જુઓ ચિત્ર) બોહોળા વપરાસમાં આવી. આ ગાડી જાનવર પાસે ખેંચવામાં આવતી નથી પણ માણસો પાસે ખેંચાવવામાં આવે છે. આ ગાડી નાહની હોઇ તેને બે પૈડાં હોય છે. આ ગાડીમાં માનસ બેસતાં ગાડી લઈ દોડનાર માનસ બન્ને દાંડાની અંદર જઈ ઉભો રહે છે અને તેને બન્ને હાથે પકડી છાતીએ દાબનો દોડે છે. લાંબી મુસાફરીએ જવાતું હોય તો એકને બદલે બે માણસ લઇ ચાલે છે.

હાલમાં આ ગાડી જૅપાન, ચીન, મલાયા અને દરેક સુધરેલા દેશોમાં ચાલુ થઇ છે.

જૅપાન દેશ પહાડી હોવાથી ત્યાં રેલ્વે માર્ગ બનાવવા ભારે ખર્ચ અને મેહેનત બેસે છે. ઉન્હાલામાં જે ઠેકાણે પાણીનું નામ નિશાન હોતું નથી તે ઠેકાણે વરસાદમાં મોટી નદી બની રહે છે, આથી પૂલ બાંધતી વેળા ઉંચી "એનજીનીયરીંગ" શકિત ખર્ચવી પડે છે.

પેહેલી રેલ્વે લાઇન ઈંગ્રેજ એનજીનિયરોની મદદથી ઇ. સ. ૧૮૬૯માં શરૂ કરવામાં આવી હતી, (જુઓ ચિત્ર). પેહેલી ગાડીની લાઇન ૧૮૭૨માં પુરી કરવામાં આવી. આ લાઇન ટોકિયો અને ટોકિયોનું બંદર યોકોહામા એમની વચમાં ૧૮ મૈલ લંબાઇની નાખવામાં આવી હતી, તે પછી ટોકિયો અને કયોટો આ બન્ને પાયતખતની વચ્ચે રેલ્વે લાઇન નાખવામાં આવી હતી; રફતે રફતે હાલમાં જગેજગ રેલ્વે લાઇન ઘણી ઝડપથી વધારવામાં આવે છે, અને તે તરફની પ્રજાને મુસાફરીનો ભારે શોખ હોવાથી તથા તેમનો વ્યાપાર હુન્નર દિનપર દિન વધતો જતો હોવાથી તેમને રેલ્વેમાંથી મોટી પેદાયશ મળે છે. ૧૯૦૨માં રેલ્વે લાઇન ૪૦૧૫ મૈલ નખાઇ હતી, તેમાં ૧૦૪૯ મૈલ સરકારી અને ૨૯૬૬ મૈલ ખાનગી સાહસથી ચાલુ હતી.

## જૅપાની મલ્લ.

જૅપાનમાં મદારી, જાદુગર અને કસરતબાજો પુશકળ છે. કુસ્તીની રમત જોવા જવાની તેઓ બેહદ ઉલટ ધરાવે છે. બીજા જૅપાનિજો કરતાં જૅપાની પેહેલવાન કદે ઉંચા અને બળીયા હોયછે. કુસ્તી રમતી વખતે તેઓ શરીર ઉપર કપડાં રાખતા નથી, પણ લંગોટ પેહેરે છે. કુસ્તી રમવાની નીશાની પંચ તરફથી મળતાંજ તેઓ લઢવા માંડે છે. એકમેકના શરીર ઉપર કુદી પડવાની તક મળવા માટે ચિત્તા જેવા અંહીથી ત્યાં ફેરા ખાઇ વળગી પડે છે. કોઇ કોઇ વખતે તો આવી તક સાંધવા અરધો અરધો કલાક પણ કાઢી નાખે છે; અને કંટાળો ઉપજતાં ફરી વીસામો લઇ ફરી લઢવા ઉઠે છે. આ વેળા એક મુખી તેમની પાસે ઉભો રહી તેમના દાવ પેચ ઉપર બારિક નિગાહ રાખે છે. (જુઓ ચિત્ર.)

---

## શીંટાપંથી મંદીર.

શિંટો—દુનિયાઇ ચીજો અને કેટલીક પિતૃપૂજા એવી બે ધર્મમાં સેલમભેળા થએલી છે. આ ધર્મનું સ્વતંત્ર પુસ્તક નથી. આ ધર્મના એવાં કોઇ મતો નથી તેમ કાંઇ તેમાં નીતિ પણ નથી. આ ધર્મને ફરી નવા રૂપમાં "મોટુરી" નામે જૅપાનિજે ફેલાવ્યો છે. તેઓ કહે છે, "નીતિશાસ્ત્ર એ ચીના લોકોનું જાણી જોઇ ઉત્પન્ન કરેલું એક શાસ્ત્ર છે. કેમકે તેઓમાં જરાએ નીતિ મતા

નથી. પણ અમો જૅપાનિજોને નીતિશાસ્ત્રની કશી ગરજ નથી. કારણ કે દરેક જૅપાનિજો પોતાના અંતઃકરણને સંભાળી ચાલશે તો તેના હાથે કદીજ બુરાં કામો થશે નહિ."

શિંટો મંદીર પ્રાચીન કાળનાં જૅપાની દેવળ જેવું છે, આ મંદીર સારાં લાકડાંનાં બાંધેલાં હોઇ તેપર નળીયાં અથવા ઝાડની છાલનું છાપરૂં હોય છે. આ મંદીરમાં નક્ષીકામ કે દમામદાર બાંધકામ જોવામાં આવતું નથી, તમામ બાંધકામ સાદું બનાવેલું હોય છે. દેવળના મેહેરાબમાંથી ચોકમાં પ્રવેસ કરતાં એક મોટી ચોખુણાકાર કમાન મળે છે. આ કમાનને "પંખી નિવાસ" કહે છે, કેમકે અગાઉ દેવળમાં પાળેલાં પક્ષી આ કમાનમાં વસાવતાં હતાં. તેઓ પક્ષી પાળવાની એવી મતલબ ધરાવતા કે બામદાદ થતાં તેઓએ કલ્લોલ કરી દેવતાને જાગૃત કરવો. (જુઓ ચિત્ર).

મંદીરમાં બે ઓરડા હોય છે. શિંટો ધર્મમાં મૂર્તિપૂજા લાયકની કશી પ્રતિમા હોતી નથી. જે શખ્સની પૂજા કરવી હોય તેના નામે કોઇ પણ એકાદ ચીજ લાવી ફકત તે ચીજની ... કરે છે. પૂજ્યમનુષ્ય ઓરત હોય તો આરસીની અને પુરૂષ હોય તો તલવારની પૂજા કરવાની યોજના કરેલી છે. કોઇ કોઇ વખતે તે એકાદ અજબ જેવો પથ્થર પૂજ્યસ્થાને જઈ બીરાજે છે. તે પદાર્થને એક પેટીમાં મેળા તે પેટીમાં બીજી પેટીને ઉતારી તેપર ઘણાક રેશમી કપડાં વિંટાળી લીયે છે. માહેલી ઓરડીમાં માત્ર દેવતાના પુજારીને કોઇ ઘણાજ અંગતના વખતેજ જવાનો હોકમ



(જુઓ પાનું ૧૦૬) જૅપાની કુસ્તીબાજ



(પ્રકરણ ૧૮મું)

જૅપાની ઓરત ગાયનકળા શીખેછે

હોય છે; પણ હમેશ વખત બેવખતપર તેનાથી પણ અંદર જવાઇ શકાતું નથી, પછી પરાયાઓને તો કયાંથી હોકમ હોય?

બાહેરની ઓરડીમાં એક લાંબી અને પાતળી લાકડી દાટેલી હોય છે. તેપર લાંબા લાંબા કાગળ ઉડતા લટકાવેલાં હોય છે. આગલા વખતમાં દેવતાને અર્પણ કરેલાં કપડાં ઝાડને બાંધવાની ચાલ હતી; તેનીજ નકલ આ કાગળ અર્પણ કરવાની છે. આ લાકડીને દેવતાનું નિવાસ સ્થાન સમજે છે.

શિંટો પુજારી પુંજાની વખતે એક અજબ જેવો લેબાસ પેહરે છે. તેનો ઝભો લાંબો ને પોકળ હોય છે અને તેની બાંહે સેહેજ ઢીલી હોય છે. તેમના ઝભાને કમર ઉપર કમરબંદ બાંધેલો હોય છે. તેમના માથાપર એક કાળી ટોપી હોઇ તે તેમની ગરદનને બાંધેલી હોય છે. તેજ મુજબ તેઓ ગમે ત્યારે ગમે તે ધંધો કરી શકે છે. કેટલાંક દેવળમાં તો પુજારીઓને તેમના કામમાં મદદ કરનારી ઓરતો હોય છે. તેમને પણ ગમે ત્યારે પરણી સંસાર કરવાની બંદી હોતીનથી, અને તેઓ પણ ગમે ત્યારે ગમે તે ધંધો કરવા માંડે છે. દારૂ માંસ અને વનસ્પતિનું નૈવેદ્ય તૈયાર કરવું અને તે દેવતાને અર્પણ કરવાં અને જુની જેપાનિજ ભાષામાં દેવતાની પ્રાથના કરવી, એમાંજ માત્ર તેમના દેવતાની સેવા સમાય છે. ઓરતો દેવતા સામે નાચ કરે છે. જે પુરાણી જેપાની ભાષામાં તે લોક પ્રાથના કરેછે તે ભાષા સામાન્ય લોકો સમજી શકતા નથી. કાગળની ચાઠીઓ જૂદા

જૂદા દેવતાના નામથી છપાવી પુજારીઓ વેચવા માટે દેવળમાં રાખે છે. લોકો તે ચીઠીઓ મંત્રેલી સમજી પોતાની પાસે રાખે છે યા ઘેરમાંના "દેવારા"માં મેળી પૂજા કરે છે.

શિંટો દેવતાને નાચ ગાયન ઘણું પ્રિય છે. આથી તેમના ભકત જાત્રા પ્રસંગે દેવતા માટે નાટકો કરે છે; અને તરેહવાર જોવા જોગ ખેલ કરે છે. જૅપાનિજો એમ માને છે કે આપણા સરપર પાપનો બોજ એક સરખો ચઢે છે માટે તે ઓછો કરવો જોઇએ, એવા ખ્યાલથી ચાલુ પ્રયત્ન કરે છે. આથી "આઇસ" સ્થળે વર્ષમાં બે વખતે જાત્રા ભરાય છે. ત્યાં જતાં દર ૭ ૭ માસનું પાપ ધોવાઇ જતું માને છે.

ગઇ બે સદીમાં ઘણા જૅપાની વિદ્વાનોએ શિંટો ધર્મને મ્હોટાઇએ આણવા માટે ઘણો યત્ન કર્યો હતો. ૧૮૬૮ માં રાજ્ય ફેરફાર સમયે બૌદ્ધ ધર્મ પાછળ પડી શિંટો ધર્મ આગળ વધવાના ચિન્હ જણાતાં હતાં, તે વેળા શિંટો ધર્મ એજ રાજ ધર્મ એવું સરકારે જાહેર કર્યું હતું. તેથી તે વેળા ઘણા ખરા બૌદ્ધ મંદિરમાંની બૌદ્ધની મૂર્તિ ઉંચકાઇ જઇ તેન ઠેકાણે આરસી તથા કાગળ ચોંટાડેલી લાકડીઓ જોવામાં આવતી હતી. પણ બૌદ્ધ ધર્મ ખુદ મ્હોટાઇ ધરાવતો હોવાથી તેની સ્થાપના ફરી પોતાની મેળે થઇ; છતાં હજી શિંટો ધર્મને સરકાર તરફથી સારૂં ઉત્તેજન મળે છે.



હાલનો નેપાની સેપાહ



૮ ૧૮૭૧ ના સાલ આગમજનો સેપાહ.



હાલનો જેપાની સેપાહ.

## જૅપાની લશકર.

**ખુશકીનું લશકર :**—જગત માહેલા રાજ્યોમાંના સૈન્ય બળની જેમને પુરતી ખબર છે તેઓનું એવું મત છે કે, "હાલના જમાનામાં જેપાન માહેલો લઢવૈયો સેપાહ યુદ્ધકળામાં સહુમાં બાહોશ અને ખર્ચમાં બધાથી ઓછો એવો છે, અને તેમાં વિશેષ નવલ તો એ છે કે આ બધો સુધારો તેણે માત્ર ૪૦ વર્ષ દરમ્યાન કરી બતલાવ્યો છે. તેઓએ પોતાનાં તીર કમાન ઉંચા મેલવાને થોડાજ દાહેડા થયા નથી તેટલાં નવી કળામાં તેઓ પૂર્વિણ ગણાવા લાગા છે. પ્રાચીન કાળમાં તેઓ બાહોશ તીરંદાજ ગણાતા હતા. પક્ષી પવનમાં ઉડતો હોય તે વેળા તેના પાંખ યા પગને અચુક તીર મારી શકતા. એક તીરંદાજે તો પાદશાહની આજ્ઞાથી એક ખલીર પંજામાં માછલી પકડી ઉડતી હતી, તેનો પંજો અને તે માછલીની વચમાં એવો તો નેમ તાંકી તીર છોડયો કે પેલા ખલીરના પંજામાંથી માછલી જીવતી ને જીવતી નીચે પડી અને બન્ને પ્રાણીને સેહેજ પણ ઇજા થઇ નહિ. અત્રે માહભારત માહેલા મત્સ્ય યંત્ર તથા શાહનામાનાં બેહેરામઘોરના હરણના શેકારની વાત યાદ કરવા જોગ છે.

હાલમાં જૅપાની લશકર તદન યુરપિયન રૂઢીપર રચાયું છે. તેઓપર વડા અમલદાર કેટલાક વર્ષો સુધી ફ્રેન્ચ અને જર્મન હતા. તેઓએજ તેમને શ્રેષ્ટ પ્રકારની કવાયતની તાલીમ આપેલી છે, તેમજ

વર્ષો થયાં જૂદા જૂદા યુરપીયન લશકરમાં જૅપાની અમલદારો નોકરીએ રહી ત્યાં બાહોશીની સરટીફીકેટ મેળવી પોતાના દેશના લશકરમાં જોડાતા રહ્યા છે. હાલમાં પણ ઈંગલંડના લશકરમાં કેટલાક જૅપાની અમલદારોને શિખવા માટે નોકરીએ રાખેલા છે. તેમજ જૅપાની સૈન્યમાં ઈંગ્રેજ અમલદારો છે.

જૅપાની લશકરમાં વપરાતી તોપ, બંદુક તથા દારૂગોળો ટોકિયોના સરકારી કારખાનામાં બને છે. આ બધી બનાવટ "મુરાત" નામે વડા જૅપાની અમલદારની તકેદારી તળે બને છે. તેનાજ નામ ઉપરથી તેની બંદુકને "મુરાત" નામ મળેલું છે. તેમાંથી ૨૩૫ ગ્રેન વજનની ગોળી દૂર વેર છોડી શકાય છે, કે જેના જેવી દુનિયામાં બીજી શ્રેષ્ટ પ્રકારની કોઇ બંદુક જણાઇ નથી.

જૅપાનમાં ફરજીયાત લશકરી નોકરીનો કાયદો ચાલુ છે. સજા પામેલા અપરાધી તથા જેનીપર તમામ કુટુંબનો આધાર હોય તેમને માત્ર ફરજીયાત લશકરી નોકરીમાંથી મુક્ત કરવામાં આવે છે. જૅપાનની કુલે વસ્તીમાંથી દર વર્ષે આવા ૬૦૦૦૦ પુરૂષોને ચીઠીઓ નાખી ચુંટી કાઢવામાં આવે છે, તેઓમાંના શિક્ષકોને તથા ગ્રહસ્થોને જૂદા પ્રકારના સારા કામપર યોજે છે; પણ દરેકને કાંઇને કાંઇ લશકરી કામ ફરજીયાત શિખવું પડે છે. આવા તમામ ફરજીયાત શિક્ષણ પામેલા ૧૩૧૦૦૦ સેપાહો ચાલુ રોકાયલા રહે છે. આવી યોજનાને લીધે ચઢાઈ પ્રસંગે એકી વેળા ૩૮૪૧૦૦ સેપાહ, ૧૧૭૪૦

અમલદારો, ૧૨૦૦ તોપ અને ૮૬૫૦૦ ઘોડા જેટલું લશ્કર ઉભું કરી શકાય છે.

સેપાહોનાં બે વર્ગ છે. બીજા વર્ગમાંના દરેક સેપાહને દર માસે ૧ શિલિંગ ૧૦ પેન્સ મળે છે, અને તેને "પ્રોમોશન" મળતાં પેહેલા વર્ગમાં દાખલ થતાં તેને ૭ પેન્સ વધારે મળે છે. બધામાં વગર સનદી અમલદારોને દર માસે ૧ પાઉંડ ૮ શિલિંગ ૬ પેન્સ મળે છે. સનદી નોકરીમાં બીજા દરજ્જાના લૅફ્તનેન્ટને દર વર્ષે ૩૪ પાઉંડ, કૅપતનને ૭૧ પાઉંડ, કર્નલને ૨૩૮ પાઉંડ, લેફ્ટનન્ટ જનરલને ૪૦૦ અને જનરલને ૬૦૦ પાઉંડનો પગાર મળે છે. ૧૧ વર્ષ નોકરી બજાવ્યા પછી જનરલને દર અઠવાડીયે ૩ થી ૪ પાઉંડનું પેનશન મળે છે.

સેપાહોએ તથા અમલદારોએ કામની વખતે માત્ર બરાખમાં રહેવું અને જ્યારે અડચણ હોય ત્યારે તેમનું ખાણુ તેમનાં ઘેરથી મંગાવી બરાખમાં ભોજન લેવાની છુટ મળેલી હોય છે. જો લશકરીઓમાં કોઈ વ્યસની તથા મર્જેહાર જણાય તો તેનું "પ્રોમોશન" એકદમ બંદ કરવામાં આવે છે.

લશકરી સેપાહોને યુદ્ધકળા શિખવવા માટે સ્ટાફ કૉલેજ, મિલિટરી કૉલેજ, કૅડેટ કૉલેજ, મિલિટરી સ્કુલ, ગનરી સ્કુલ, બીન-સનદીઓની શાળા, આવી અનેક ગોઠવણો ચાલુ છે. તેમાં ૨૦૦૦ થી ૨૫૦૦૦ સેપાહો ચાલુ અભ્યાસ કરે છે. તેમને નીયમિત તથા

કરકસર જીંદગી ગાળવાનું શિક્ષણ પ્રથમ આપવામાં આવે છે; આથી જૅપાની સેપાહ નિરોગી જણાય છે. જૅપાની સેપાહ પોતાનો તમામ સરંજામ પોતાની પીઠ ઉપરજ ઉઠાવી લઇ ફરે છે, તેઓ ઘણા કદાવર દેખાતા નથી પણ મજબુત અને ગંઠીયલ હોય છે. તેઓને ધીમે ધીમે ચાલવા કરતાં એકદમ ઝડપથી યા દોડતાં ચાલવાની ઘણી હોંસ હોય છે.

**જૅપાની સેપાહોનો** મુખ્ય ખોરાક કહીએ તો ચોખા છે. તેઓ ચોખાને પકાવી સુકવી દાબડામાં ભરી પોતાની સાથે રાખે છે. તેને સુકવી દાબી ભરતાં થોડી જગામાં ઘણો રાખી શકાય છે. તેને કાઢી ગરમ અથવા થંડા પાણીમાં થોડો વખત ભેળતાં તરતજ તે ફુલવા માંડે છે, એટલે પછી તે ખાવા લાયક બને છે. આવા ચાવલને તેઓ "હોશી" કહી હોંસે હોંસે ખાય છે. હાલમાં યુરપીયન રૂઢી મુજબ જૅપાની સેપાહોને મૌસની રૂચી વધારે લાગી છે.

જપાનિ કાફેલો:—

પણ ઘણો મોટો છે. તમામ દેશના એકંદર સમુદ્ર કાંઠાના પાંચ ભાગ બનાવી તેને વેહેંચી નાખેલો છે. તેમાં નાહના મોટાં ૭૫ ઉપર લડાયક બારકસો છે. તેપર વૉઇસ ઍડમિરલ, રિયર ઍડમિરલ, કેપટન, કમાંડર, લેફ્ટનન્ટ, મીડશિપમૅન, ઍનજીન્યર ડૉકતર વગેરે બધા મલી ૧૩,૯૮૭ અમલદારો શાંતતાના સમયે હતા. તે ઉપરાંત ૩૦૯૦૦ લડવૈયા જૂદા છે. જૅપાની કાફેલો ઇંગલિશ શિક્ષણ પદ્ધતિ ઉપર રચેલો છે, અને ઘણી ખરી મનવારો ઇંગલંડ-



(પાનું ૧૩૭ જુ) જૅપાની ધર્મસ્થળ (શીટોપથી મદીર)

માંજ બંધાવેલી છે. તેમાં "યોશિનો" નામે મોટી મનવાર ૩૫૦ ફીટ લંબાઈની છે.

## મારકવિસ હિરોબુમ ઇટો.

આ મહાન રાજ્દુવારી નરનો જન્મ "સામુરાઇ" નામના લડવૈયા જાતીમાં કોશી કુટુંબમાં ઇ૦ સ૦ ૧૮૩૮માં થયો હતો. બચપણમાં મા૦ ઇટોએ સાહસિક અને તુફાની જીંદગી ગુજારી હતી. ૧૮૫૮ માં જ્યારે મા૦ ઇટો નિશાળમાં અભ્યાસ કરતા હતા ત્યારની જૅપાનની હાલત, ત્યાંના લોકોની તથા ત્યાંની સરકારની સ્થિતિ અને હમણાની હાલતમાં આસમાન જમીન જેટલો તફાવત હતો. તે વખતે પરદેશી માલ જેમ જૅપાનને પસંદ નહોતો, તેમ પરદેશી ભાષા અને તેમાં ઈંગ્રેજી ભાષા મુખ્ય કરી ઘણી અણગમતી હતી. આથી જે જે વિદ્યાર્થિઓ પરદેશની ભાષા શિખવાની હોંસ ધરાવતા હતા તેઓ ચોરીછુપીથી તેવા યુરપીયનોની છુપી મુલાકાત લઈ તક મળતાં થોડાક શબ્દો શિખી અભ્યાસ વધારતા; તેવા વિદ્યાર્થિઓમાં એવણુ એક હતા; આથી પશ્ચિમ તરફના દેશમાં ઘટતી તાલીમ લેવાના ઇરાદાથી મા૦ ઇટો એક સાધારણ ખલાસીનાં વેશમાં ઈંગ્લંડને કાંઠે ઉતર્યો હતો, જે વેળા તેના ગજવામાં ફક્ત અરધો ડૉલર હતો; છતાં પોતાના દેશ તરફની વફાદારીથી તેનું જીગર ભરપૂર હતું. ત્યાં તેણે દરેક મુશ્કેલી સામે થઈ પ્રત્યેક

સ્થિતીનું બારિકાઇથી અવલોકન કરી, તે ઉપર ધ્યાન આપી અભ્યાસ વધાર્યો, અને તેજ નકલ પાછળથી જેપાની રાષ્ટમા કીધી હતી સુધરેલા દેશમાની દરેક હાનત માવહવિસ ઇટાએ ઘણી બારીકાઇથી જોઇ, તેપર મનન કર્યું, અને તેમાંથી યોગ્ય બોધ સપાદન કીધો, અને તેનું અનુકરણ પાછળથી જેપાન દેશમા કીધુ. મારગ્વિસ ઇટોનુ ચરિત્ર એટલે જેપાનના રાજ્યનો ઇતિહાસ છે. આ ચરિત્ર ૧૮૬૭થી વધારે રસિક અને સાહસિકપણે મળે છે, સબબ આ વર્ષથી જે જે અગત્યના બનાવ બન્યા, અને જેથી જેપાની રાજ્યનુ પગનુ આગળ વધવા માંડ્યુ તે દરેક વાતમા માવકિવસ ઇટોનુ પ્રમુખત્વ હતુ જેપાનમા મારકિવસ ઇટોને જેપાનના મીકાડોથી સેહેજ ઉતરતુ માન મળે છે, આ મહાન નરની રેહેણી અનત સાદી છે તેમના પેરની કે રેહેણીમા જરાએ દોરદમામ નથી, તેમજ મકાન આસપાસ સત્રી વગેરેની ચોકી વગેર રાખવામા આવતી નથી ઘણાખરા અગત્યના એલચીનુ કામ માર-કિવસ ઇટોનેજ નામદાર મીકાડો હમેશા સોપે છે આ મહાન નરની આવી કામગીરી તેમ ની બાહોશી પ્રકાશીત થઇ તેના યોગે જેપાની રાષ્ટ્રનુ કલ્યાણ થઇ સુધરેલા રાજ્યોની સફમા આ નાનકડું રાજ્ય આવી પડ્યુ છે મારકિવસ ઇટો દેખાવે બીજા જેપાની માણસોથી વધારે ઉદાર અને દેખાવવાળા છે, અને તેમની આખ અને તેજ વધારે પાણીદાર છે હાનમા જે જેપાનનુ પાર્લામેટરી રાજ્ય બધારણ સ્થાપન થયુ છે, તેના કાયદામાનુન ઘડનામાજ આજ નરનો હાથ

હતો. એવણે જૅપાનના રાજ્યકારોબાર સંબંધી એક ગ્રંથ લખેલો છે. તેમજ "નીચી–નીચી" નામે વર્તમાન પત્ર આ મહાન નરનુંજ કેહવાય છે. મારકિવસ ઇટો પ્રિવ્હી કાઉન્સીલના પ્રમુખપદ ઉપર હોઇ અગાઉ એક વખતે તમામ પ્રધાન મંડળનાં પ્રમુખપદ ઉપર નેમાયલા હતા. પાદશાહ ઉપર જેવી પ્રજાપ્રિતી છે તેવીજ મારકિવસ ઇટો ઉપર પ્રજાની જાંફેશાની છે. આથી જ્યારે પ્રજામાં કાંઈ ગડબડ થવાનું કારણ ઉત્પન્ન થાય છે, ત્યારે સર્વે બાબતની જવાબદારી આ મહાન નર પોતાને માથે લઇ બધે શાંતતા પોતાના વજનથી સ્થાપે છે. ગયા ૩૦ થી ૪૦ વર્ષમાં જૅપાનપર ઉપરાસાપરી અનેક સંકટો આવ્યાં, તે સર્વેમાંથી મારકવિસ ઇટોએ પોતાની બાહોશી અને કુશળતાથી જૅપાનને તેરવી કાઢયું હતું. ૧૮૭૩ થી આજ સુધીમાં મારકિવસ ઇટોએ જે પરરાજ્યો સાથે સંબંધ જોડી મિત્રાચારી વધારી તે જોઈ સુધરેલા દેશો અજાયબી બતલાવે છે. જૅપાનના પાદશાહ મીકાડો અને જૅપાનનાં મુખ્ય પ્રધાન મી૦ ઇટોએ ગયા ૩૦ વર્ષમાં રાજકીય, સામાજીક, વિધાહુન્નર વિગેરેમાં ઘણા સુધારા વધારા કરી જૅપાન રાષ્ટ્રનું વૈભવ વધાર્યું છે. રશિયા જેવા મહાન બળ ધરાવનાર રાષ્ટ્ર સાથે લઢવાનું સામર્થ્ય પોતાના દેશને અંગે લાવનાર એજ મહાન નર કહેવાય છે.

ઇ૦ સ૦ ૧૮૯૪ માં ચીન તથા જૅપાન આ દેશ વચ્ચે લઢાઇ થઇ, તેના સેવટમાં જે સુલ્હે થઇ તે સુલ્હે કરવા ચીનના ખુએગે વાઇસરોય લીહંગચંગ એઓ "શિમેનોસકી"માં સામા

આયા તે વખતે મારકિવસ ઘરી તેમની મુલાકાતે ગયા. રશિયાના હાલના ઝારના રાજ્યાભિષેક સમારંભમાં જૅપાન તરફ મારકવિસ ઘરો સેંટ પીટર્સબર્ગ ગયા હતા. તેજ પ્રમાણે કોરી રશિયન સત્તામાંથી લડાઇમાં જીત મેળવી છોડવતાં ૧૯૦૪ માં તરફ એલચી તરીકે જઇ ત્યાંના પાદશાહ સાથે યોગ્ય કરાર કર્યો હતો.

---

## એડમીરલ ટોગો.

આ મહાન યોદ્ધા એડમીરલ ટોગોએ પ્રથમ નામના ચીન જૅપાન વચ્ચેની લડાઇ દરમ્યાન મેળવી હતી, પણ તેણે પોતાની બેહદ કળા ચાતુર્યથી ૧૯૦૪ માં ૭ મી ફેબ્રુવારીએ પોર્ટ આર્થરપર હુમલો કરી ૪૮ કલાકમાં બે ઠેકાણે વીજય મેળવી રશિયાના ૪૦ લડાયક વાહાણોનો તે પછી નાશ કર્યો હતો. જ્યાંસુધી જૅપાનના જમીન ઉપરના લશકરે લડાયક વહાણોને અશક્ત બનાવ્યાં ત્યાંસુધી તેણે તે વહાણોને પોર્ટ આર્થરમાં અટકાવી રાખ્યાં હતાં. ઇંગ્રેજ સરદાર નેલ્સન ઉપર જે મહાન જવાબદારી એક સદી ઉપર હતી, તેવીજ પણ તેથી વધારે મોટી જવાબદારી રશિયાના બાલટિક કાફલા સામે થવાના વખતે ટોગોને માથે લટકતી હતી; પણ સુશીમાની લડાઇમાં અસાધારણ ફતેહ મેળવી તેણે બાલટિક કાફલાના ચુરેચુરા કરી નાખી જૅપાનિઝ સમુદ્રમાંથી રશિયાની સત્તાનો નાશ કર્યો હતો.



ઍડમીરલ ટોગો-(જૅપાનનો નેલ્સન)

ઍડમીરલ ટોગો સામુરાય (ક્ષત્રિય) વંશના હોઇ "સાત્સુમાં" જનમ્યા હતા. બચપણથી ટોગોને લડાઇનો ભારે ચાહ હતો, અને જૅપાન જેવા દેશમાં તેમનો જન્મ થયલો હોવાથી તેમનો લડાઇ સંબંધી ખ્યાલ આગળ જતાં ખીલવી શકાયો. કેમકે જૅપાનમાં ફરજીયાત લશ્કરી નોકરીનો ધારો અમલમાં મેળાયલો હોવાથી ટોગોને તે કળા શિખવાની જેવી તક મળી તેવી ટોકીયો ખાતે દરિયાઇ કાફલાનું શિક્ષણ મેળવવાની પણ તક મળી; પણ તે આગમજ ટોગોને ગ્રિનીચની "નેવલ કૉલેજ" માં શિક્ષણ મલ્યું હતું. લગભગ ૩૦ વર્ષ ઉપર જૅપાની સરકારે દરિયાઇ કાફલાનું જ્ઞાન મેળવવા માટે કેટલાક વિદ્યાર્થીઓને મોકલ્યા હતા, તેમાં ટોગો પણ એક હતા. ઇ૦ સ૦ ૧૮૭૩ માં ટોગોએ દરિયાઇ લડાઇને ખરતું શરૂઆતનું શિક્ષણ થેમ્સ નદીમાં આવેલા શિક્ષણ આપવાના વાહાણ "વુસ્ટર" ઉપર શિખાઉ તરીકે કામ કર્યું હતું, અને પાછળથી "રૉયલ નેવલ કૉલેજ"માં વિદ્યાર્થી તરીકે શિક્ષણ મેળવ્યું હતું. નવાઇ જેવું એ છે કે તેમને જે ઉત્તમ કુદરતી બક્ષેસો મળી હતી તે તેના પરિક્ષકો જોઇ શક્યા નહિ હતા. ઇંગલંડની કૉલેજમાં જોકે ટોગોનું પાણી જણાયું નહોતું છતાં જૅપાન દેશમાંની "નેવલ કૉલેજ" માં પેહેલા ગ્રેજ્યુએટ તરીકે પસાર થવાનું પેહેલું માન મેળવ્યું હતું. સ્વદેશ પાછા ફરતાં પ્રજાએ તથા સરકારે આ ભવિષ્યના મહાન યોદ્ધાને જાહેર માનચાનથી નવાજ્યો છતાં તેથી મગરૂર નહિ બનતાં પોતાપર ગોયા નવી મોટી જવાબદારી લટકેલી ગણી

વધારે ચોંપથી કામપર મંડી પોતાને રાજ્યને અર્પણ કરી જેપાની કાફલાને પેહેલા દરજ્જાનો બનાવ્યો. આથીજ રૂસો જેપાની લડાઇમાં જેપાનના શેહેનશાહની કીર્તિ તમામ દુનિયામાં ફેલાઇ અને જેપાની રાષ્ટનો છાપ જગત માંહેલા બધા રાજ્યોપર બેઠો. પોતે સંપાદન કરેલું સર્વ જ્ઞાન પોતાના દેશ બંધુઓને આપ્યું એટલુંજ નહિ પણ કાફલા સંબંધમાં કેટલાંક પર ભાષામાંના શબ્દોનું જેપાની ભાષામાં ભાષાંતર કરવાનું કામ પણ તે વખતે ટોગોને માથે પડયું, તે આ દેશાભિમાની નરે વિદ્વત્તાથી બજાવ્યું હતું.

ઇ૦ સ૦ ૧૮૯૪ ની શરૂઆતમાં ચીન જેપાન વચ્ચે લડાઇની શરૂઆત થઈ. બન્નેએ પોત પોતાના લડાયક વહાણો ચોકસ ઠેકાણે જમાવ કીધાં હતાં. બન્નેનાં લશકર રણસંગ્રામમાં આવી ખડા હતાં અને બાકીનું લશકર માર્ગમાં હતું. આ સુમારે "કાવર્શીંગ" નામનું બ્રીટીશ નિશાન લગાડેલું અને ઈંગ્રેજ કેંપટન તથા ખલાસીઓથી હંકરાતું ટ્રાન્સપોર્ટ (સૈન્યને લાવ જાવ કરનારી સ્ટીમર) ૧૧૦૦ ઉપર ચીના સીપાહીઓને લઇ જતું હતું. તેટલા માર્ગમાં તેમની અને કેંપટન ટોગોની "કુઝર નાનીવા" ની ભેટ થઇ. તરતજ ટોગોએ નિયમ મુજબ બાર કરી કાવર્શીંગને ખડું રહેવા ફરમાવ્યું. પછી એક જેપાની લેફટનન્ટ કાવર્શીંગ ઉપર ગયો ને તેણે ત્યાંના કેંપટનને ફરમાવ્યું કે "આસાનલા" તરફ નહિ જતાં મુખ્ય જેપાની કાફલા તરફ નાનીવા સાથે આવવું. કાવર્શીંગનો કેંપટન 'ગાલ્સવર્દી' આ વાજબી હોકમ પ્રમાણે વર્તવા કબૂલ હતો પણ

ત્યાંના ચીનાઇ સરદારોએ તે વાત કબૂલ નહિ કરી. આથી તે વહાણના કૅપ્ટન અને તેના ખલાસીને વાહાણ છોડી જવા માટે હોડીઓ મોકલી, પણ ચીનાઇ સરદારોએ તેને તેમ વહાણ છોડી જતાં અટકાવ્યો. છેલ્લે ટોગોએ કૅપ્ટનને વહાણ છોડી જવા માટે સુચવી બોટ મોકલી પણ તેનું ચીનાઓ સામે કશું ચલન નહિ ચાલવાથી ટોગોએ ૪ કલાકની મેહેતલ આપી સેવટે લાલ નિશાન ચઢાવી લઢાઇનું આમંત્રણ કર્યું. વાવટા ચઢાવતા સમેત ટોગોના હોકમથી એક ગોળો એવો તો અચૂક છોડયો કે તેથી કાવશીંગનું એનજીન ફોડી તળીયામાં ગબારૂં પડયું. આ પેહેલાજ તોપના ગોળાથી કાવશીંગ ડુબવા માંડયું. ચીનાઓએ પણ સામો ગોળીબાર ચલાવ્યો, પણ બધું ફોકટ. સેવટે ટોગોએ મોકલેલી બોટોમાં ડુબતા સીપાહોને બચાવી લેવામાં આવ્યા હતા. આ પ્રમાણે ટોગોએ પોતાની પેહેલી કુશલતા બતલાવી હતી.

ચીન જૅપાન સાથની લઢાઇમાં ટોગોને લઢાઇનો સારો અનુભવ મલ્યો. ફુંફો તરફ થએલી પેહેલી કાફલાની લઢાઇમાં ટોગોએ ખુદ ભાગ લીધો હતો; તે પછી "ટાંગચાઉ" ઉપર જૅપાની કાફલાએ તોપોનો મારો ચલાવ્યો તે વખતે પણ ટોગો ત્યાં સામેલ હતા. અને સેવટે "વે-હે-વે" માં ચીનાઇ કાફલાને સંપુર્ણ હાર ખવાડી દુશમનના કાફલાનો નાશ કીધો તે વખતે ટોગોએ ભારે કુશલતા બતલાવી હતી. આ વખતની તેમની બહાદુરીની કદરશનાશી પ્રત્યે જૅપાની સરકારે ટોગોને રીઅર ઍડમીરલની જગા આપી, અને

રૂસો જૅપાની યુદ્ધ પ્રસંગે વડા ઍડમીરલની જગા આપી જૅપાની કાફલાની તમામ જોખમદારી સોંપી; આ જોખમદારીને ઍડમીરલ ટોગોએ ક્યાં સુધી સાચવી જૅપાનની કીર્તિને પ્રકાશીત કરી તે જગમશહૂર વાત છે.

---

## ફીલ્ડ મારશલ મારકિવસ ઓયામા.

જૅપાની લશકરના વડા સેનાધિપતિ માર્શલ ઓયામાં પણ જૅપાનને અનેક જીતોથી યશસ્વિ બનાવનાર એક યોદ્ધા છે; એમનો જન્મ ઇ૦ સ૦ ૧૮૪૪ ના સુમારે થયો હતો. એઓ અંગે કદાવર, સેહેજ કદરૂપા પણ ઘણા ખુશ મીજાજી કહેવાય છે. સઘળા જૅપાનિઝોમાં ઓયામાં શરીરના રાક્ષસી કદના સંબંધમાં પેહેલે દરજ્જે આવે છે. એઓ ' સેંટસ્યુમાં ' નામથી ઓલખાતા જૅપાનિઝ સદાયક વંશથી ઉતરી આવેલા છે. એમના મોહોદાર ઘણા દેખામણા, ભણેલા, નમ્રસ્વભાવનાં કહેવાય છે. જેમનો વિદ્યાઅભ્યાસ લાગટ ૧૧ વર્ષ સુધી અમેરિકામાંની કૅાલેજમાં થયો હતો અને ત્યાંજ તેમણે બી. એ. ની ડીગ્રી મેળવી હતી. માર્શલ ઓયામાએ પોતાનો વિદ્યાભ્યાસ ફ્રાન્સમાં કર્યો હતો. પેહેલવેહેલી લડાઇમાં યાને ૧૮૬૮ માં માર્શલ ઓયામાં ' ઇવાઓયામા 'ના સાદા નામથી જોડાઇ પોતાની ચાલાકી અને બાહોશીથી જલ્દીજ લેફ્ટેનન્ટ તરીકે ઓદ્ધો મેળવી

શેહેનશાહ મીકાડોએ તેમને ફ્રાન્કોજર્મન યુદ્ધ નિહાળવા યુરપ મોકલ્યા હતા. તે વખતે લઢાઇ ઉપર ઘણીજ બારીક નજર રાખી હતી અને પોતે જે કાંઇ જોયું તેની દરેક વિગત મગજમાં ઠસાવી પોતાના જૅપાની લશકરમાં ભારે સુધારો કર્યો હતો. યુરપથી પાછા ફરતાં લઢાઇ ખાતાના મદદનીશ પ્રધાનનો એમને ઓદ્દો મલ્યો હતો. અને આથી જૅપાની લશકરમાં મહાન ફેરફાર કરવાની તક હાથ ધરી હતી. તે પછી ૧૮૮૦ માં લઢાઇ ખાતાના પ્રધાન તરીકે નેમાઇ ૧૮૯૦ માં સેનાપતિ તરીકેનું મહાન પદ મેળવ્યું હતું.

ચીન અને જૅપાન વચ્ચેની લઢાઇ પ્રસગે ઓયામાને "વૉર મિનિસ્ટર" તરીકે નેમવામાં આવ્યા હતા. પણ જ્યારે લઢાઇ શરૂ થઇ તે વેળા ઓયામાએ પોતાના ઓદ્દાનું રાજીનામું આપી પોતાને પણ લઢાઇમાં મોકલવાની અરજ મીકાડો પાસે કરી. આથી એમને બીજા આરમી કોરનાં મુખ્ય સેનાધિપતિ તરીકે નેમવામાં આવ્યા. પોર્ટ આરથરવાલો કિલ્લો જેને ચીનાઓએ કિલ્લેબંદી કરવાને ૨૦ વર્ષ લીધા હતા, અને જેને યુરપના અનુભવીઓ વઢીક અજીત કહેતા હતા, તે કિલ્લો ઓયામાએ માત્ર ચાર કલાકમાં શરણે આણ્યો હતો. આ બહાદુરીઓ માટે મીકાડોએ પેહેલા કાઉંટ અને તે પછી મારકિવસની પદ્વિ એનાયત કરી હતી, અને ત્યારથી ઓયામા જૅપાનની શેહેનશાહાતમાં લોકપ્રિય થઇ પડયા છે. લશ્કરી 'ડીસીપ્લિન' સંબંધમાં ઓયામાની નજર ઘણી કરડી છે, છતાં જૅપાની સેપાહો તેમનીપર જાનો છગરથી ફીદાગીરી ધરાવે છે.

રૂસો જેપાન લડાઇ પ્રસંગે માનચુરિયામાંના લશ્કરનાં કમાન્ડર ઈન ચીફ નેમી પોર્ટ આર્થર તરફ મોકલ્યા હતા, ત્યાં ઓયામાનાં બહાદૂર લશ્કર અને સરદારોએ નામના સાથે પોર્ટ આર્થરનો અજીત કિલ્લો જીતી લીધોચાંગની તથા મુકદનની લડાઈમાં ઉપરાસાપરી અસાધારણ ભારે જીતો મેળવી હતી.

